# અર્પણ પત્રિકા.

પરમ પુજ્ય મામાશ્રી

**ડા. જમનાદાસ ભગવાનદાસ તથા**

**ડા. ઠાકોરદાસ ભગવાનદાસ**

**અફીણવાળા.**

ઠે૦ ચોકબજાર—સુરત.

જત આપના મારા તરફના સાચા પ્રેમ અને ઘણાક ઉપકારને વશ થઇ આ નાનકડુ પુસ્તક આપની પવિત્ર શેવામાં રજુ કરૂં છુ તે સ્વીકારવા કૃપા કરશોજી.

લી૦ આજ્ઞાકીત

**ડા. નાનાલાલ ચુનીલાલના પ્રણામ.**

# ફક્ત પાંચ રૂપીઆમાં

## એનલાર્જમેન્ટ, સાઇઝ ૧૨+૧૫,

## નાની છબી ઉપરથી મોટી બનાવનાર

# પંડીત ફોટો સ્ટોર કંપની.

સુરતના કેટલાએક પારસી સદગ્રુહસ્થોના મોટા એનલાર્જમેંટો બેસ્ટ ફીનીસ સાથે કરી આપી તેવણોના હાથના ઘણા સારાં સર્ટીફીકીટો મેળવ્યાં છે, તેમજ હીંદુ ગ્રહસ્થોના પણ મોટા એનલાર્જમેન્ટો પેસ્ટલ કલર્સ સાથે કર્યાથી તેઓએ ઘણી ખુશીથી સારા સરટિફીકેટો આપેલા છે, એટલુંજ નહી પરંતુ સુરતના બારામાં એ કીજ વખતે વખણાએલા હમારા પેસ્ટલ વર્કના કામો કે જે ઓઇલ પેઇન્ટીગ કરતા ઘણા સરસ અને માગો તેવા કલર્સ પણ કરી આપવામાં આવે છે, ચાર્જમાં બે હદ ઘટાડો કરેલો છે તો સદગ્રહસ્થો એક વખત કંપનીની મુલાકાત લેવાથી હમારા કામની આપને ખાત્રી થશે. તેમજ એક વખત આવવાની વીનંતી કરીએ છીએ એજ.

# મંગળા

## યાને

# કામાતુર થયેલો સુરતનો વણી

## ભાગ ૨ જો.

### પ્રકરણ ૧ લું.

### આશાનુ એક કીરણ.

સમય બપોરના ત્રીજા પહોરનો હતો, સુર્ય દેવતા દુષ્ટોને દંડ દેવાને પોતાની સોળે કળાથી તપી અગ્ની વરસાવી રહયા હતા, ઉષ્ણ પવન પ્રજાજનોને અતિ દુઃખીત કરી રહયો હતો, તે વખતે સુરતમાં તાપી નદીને કીનારે આવેલા પોલીસ સ્ટેશનમાં (ફુરજામા) એક માણુસ ખુરસીપર બેઠો બેઠો કાઇ લખતો હતો તેવામા એકા એક તારની ઘંટડીનો અવાજ થયો તે સાંભળીને તે માણુસ તારની પેટી આગળ જઇ અંદરથી સવાલ પુછયો કોણ છો? અંદરથી જવાબ મળયો. સીટી કલેકટર સ૦ ઓફીસમા કોણ છે? ૪-તેહસીંગ

રામસીંગ ડીટેકટીવ, સ—અત્યારે ને અત્યારે અમદાવાદ તરફ જતી ટ્રેનમાં જાવ અને ગોરધનદાસ સામળદાસની પુત્ર વધુ મંગળાગવરી અત્રેથી ગુમ થએલી છે તેની તપાસ કરો—( જ ) જેવો સાહેબનો હુકમ.

મંગળાગવરી રસોઈખાનાની પાછળથી ગુમ થવા બાદ તરતજ ગોરધનદાસે તપાસ ચલાવી અને સુર્યપુરના કલેકટર સાથે પોતાને મિત્રતા હોવાથી તેઓ પણ લગ્ન મંડપમાં પધાર્યા હતા તેઓને જાહેર કર્યું. કલેકટર સાહેબે લગ્ન મંડપમાંથી પોતાને બંગલે જતા રસ્તામાં પોલીસ સ્ટેશન આવતા દરેક પોલીસગેટ ઉપર તાર કરી તપાસ કરવા ફરમાવ્યુ પરંતુ કાંઇ પત્તો લાગ્યો નહીં બીજે દીવસ તપાસ કરવામાં કાઢયો પરંતુ કાંઇ પત્તો લાગ્યો નહીં તે દીવસે ગોરધનદાસને ત્યાં લગ્ન પ્રસંગે પધારેલા પરોણાઓ પણ પોત પોતાને ઘેર જવા લાગ્યા તે પ્રસંગે અમદાવાદના મીલ મેનેજર સાથે મનહરરાયને મીત્રતા હોવાથી તેઓ પણ પધાર્યા હતાં, તેઓ પાછા અમદાવાદ જવા નીકળ્યા મનહરરાય તેમને સ્ટેશન ઉપર મુકવા ગયા અને ટીકીટ તથા પાસ લઇ પ્લેટફાર્મ ઉપર ટ્રેનની રાહ જોતા લટાર મારવા લાગ્યા એવામાં એક પારસી કે જે રેલ્વે ઓફીસમા કલાર્કનું કામ કરતો હતો તેણે મનહરરાય સાથે સેકહેન્ડ કરી પુછયું કેમ મીસ્તર મનહરરાય ! કાલે તો તમારા લગ્ન હતાને? (મનહરરાય નીરાસ થઇને) હાજી લગ્નતો હતા. પરંતુ કીસમતમાં બનવા સંજોગ હોય તે કાંઇ બન્યા વગર રહે છે. કલાર્કઃ—કેમ ? ઉદાસી ભર્યો જવાબ કેમ આપો છો? શું કાંઇ અડચણ આવી પડી કે કન્યાના માબાપે ના કહી? મનહરરાય—નાજી એવુંતો કાંઇ બન્યું નથી પરંતુ જેની સાથે મારા લગ્ન થવાના હતા તેને કાંઇ

લુચ્ચાઓ બેભાન કરી ઉપાડી ગયા અને તપાસ કરતા હજુ કાંઈ પત્તો લગ્યો નથી.

ક્લાર્ક—મીસ્તર મનહરરાય એ બાઇ તો તે દિવસે રાત્રે તમારી સાથે હતી તેજને.?

મનહરરાય—હાજી.

કલાર્ક—હુ શું જાણું નહિ તો અટકાવતે.

મનહરરાય—( આશ્ચર્યચકીત થઇને ) કેમ તમે તેને જોઇ હતી.?

કલાર્ક—હા ગઇ રાત્રે કોઇ એક પુરૂષ અને એક સ્ત્રી સાથે તે લોકો અમદાવાદની ટીકીટ લઇ રવાના થયા.

મનહરરાય—શું ખચીત! તમોએ તેને જોઇ હતી.?!

કલાર્ક—હા હું ખાત્રીથી કહુ છું કે એજ હતી,

આટલી વાતચીત થઇ એટલામાં ધમધામાટ કરતી ટ્રેન આવી પહોંચી અને મીલ મેનેજર ચઢી બેઠા મનહરરાયે તેને અમદાવાદમાં તપાસ કરવાની ભલામણ કરી કહ્યું કે જો તમોને કાંઇ પત્તો લાગે તો તુરત અરજંન્ટ તાર કરજો આટલું કહી મનહરરાય સલામ કરી પોતાને ઘેર ગયા અને ટ્રેન પણ ચાલુ થઇ મનહરરાયે ઘેર જઇ પોતાના પિતાજીને કલાર્ક સાથે થએલી વાતચીત તેવાજ રૂપમાં કહી સંભળાવી ગોરધનદાસે સર્વ હકીકત સાંભળી અને અમદાવાદમાં પોલીસ મારફતે તપાસ કરાવવાનો વિચાર કરી કલેકટર સાહેબને મળવા જવાનો વિચાર કીધો પરંતુ નિશાદેવીના આગમનની તૈયારી હોવાથી તે વિચાર બીજા દીવસ ઉપર મુલતવી રાખ્યો. બીજે દીવસે પ્રાતઃકાળે ઉઠી નિત્ય કર્મથી પરવારી ભોજન કીધું અને અગીઆર સાડા અગીઆરનો

ટાઇમ થતાં કલેકટર સાહેબની ઓફીસમાં જઇ સર્વ હકીકત નીવે દન કરી. કલેકટર સાહેબે સર્વ હકીકત સવીસ્તાર સાંભળી તુરતજ પોલીસ સ્ટેસનમાં તારથી હુકમ આપ્યો.

## પ્રકરણ. ૨ જું.

### મનહર યોગી.

રાત્રીના આઠેક વાગ્યાના સુમારે સુર્યપુરમાં આવેલા ચોક બજારમાં વહેપારી વર્ગ પોતપોતાની દુકાનો વધાવી ઘેર જવાની તૈયારી કરી રહયાં હતા તે વખતે સુબાઇવાળા શા૦ છગનલાલ વાલજીભાઇની હોટલમાં કેટલાક માણુસો બેઠા છે. કોઇ ચાહ, પીએ છે. અને કોઇ ગામ ગપાટા મારે છે. એવામાં એક યુવક નિરાસ ચ્હેરે હોટલમાં ચઢયો અંદર જઇ તે યુવકે ચાહ પીધી. અને કેટલોક વખત વિચારમાં બેસી રહયો, સુમારે અર્ધો કલાક વિચારમાં બેસી રહયા બાદ કાંઇ યાદ આવવાથી ઉઠયો. અને પૈસા આપી આગળ ચાલ્યો પરતુ વિચારમાંને વિચારમાં તે એટલો તો ગરકાવ થઇ ગયો કે, તે કયાં ચાલે છે તેનુ પણ તેને ભાન રહયુ નહિ કેટલોક વખત આમને આમ ચાલ્યા પછી જાણે કાંઇ યાદ આવ્યું હોય તેમ ,અટ કાને ઉભો રહયો અને ખીસામાંથી એક કાગળ કાઢયો તે વખતે તેને ભાન આવ્યું અને જુવે છે તો પોતે બરાનપુરી ભાગોળે કે, જ્યાં મ્યુનીસીપાલીટી તરફથી કીટસનની બત્તી મુકેલી છે, ત્યાં આગળ ઉભેલો માલમ પડયું તે યુવકે બત્તીને અજવાળે કાગળ ઉપર કાંઇક

લખવા માંડયું. કાગળ લખી રહયા બાદ પાછો વિચારમાં ગરકાવ થઇ આગળ ચાલ્યો તે સીધો સ્ટેશન ઉપર ગયો. ત્યાં જઇ પોર્ટરને પુછ્યું કે, મુંબઇથી અમદાવાદ જતી ટ્રેનને આવતા કેટલીક વાર છે ? પોર્ટરે જવાબ આપ્યો કે સુમારે કલાકેક થશે. પેલા યુવકે લખેલો કાગળ ટપાલમાં નાંખ્યો, અને આમ તેમ આંટા મારવા લાગ્યો, આશરે પોણો કલાક આટા મારયા પછી ટીકીટ અતી જોઇ, એટલે પોતે પણ ટીકીટ ઓફીસ આગળ જઇ ભરૂચની ટીકીટ લઇ પ્લેટ ફોર્મ ઉપર ગયો અને ઉદાસીન ચેહેરે એક બાંક ઉપરે બેઠો, કેટલોએક વખત બેઠા પછી ગાડી આવી અને તે ગાડીમા ચઢી બેઠો ટ્રેનમાં બેઠા પછી પવનના ઝપાટાને લીધે અને નીદ્રા દેવીની કાંઇક મહેરબાની ને લીધે મીઠી નીદ્રામાં પડયો. આશરે બે કલાક ઉંઘ કાઢી એટલામાં ગાડીના અટકવાના આચકાથી તે યુવક જાગી ઉઠ્યો અને જોયુ તો ત્રેન ભરૂચને સ્ટેશને ઉભેલી માલમ પડી તરતજ તે યુવક ત્રેનમાંથી ઉતરી પડયો અને ટીકીટ કલેકટરને ટીકીટ આપી બહાર જઈ એક ઠેકાણે ઉભો રહી વિચાર કરવા લાગ્યો કે —

અરે! મંગળા શું તારો અવિચ્છીન પ્રેમ કે જે પ્રેમને લીધે હું પોતાના મા બાપને પણ ખબર આપ્યા વિના નીકળી આવ્યો. અહો! પ્રેમ, પ્રેમ, તારી ખુબી કાંઇ ન્યારીજ છે. તેં કંઇકને પ્રેમાન્ધ કરી રઝળતા બનાવી દીધા છે. અને કંઇકને ગાંડાં બનાવી દીધા છે. તારી ખુબી કાંઇ ઓરજ છે.

કેટલોક વખત આમ વિચાર કરી તે યુવક પાછો પ્લેટફોર્મ ઉપર ગયો અને જુવે છે તો ત્રેનનો વખત ન હોવાથી કેટલાક પોર્ટરો બાંક ઉપર સુતેલા માલમ પડયા. પોતે પણ કોઇક બાંક ખાલી

શોધી કાઢી રાત્રી ત્યાંજ વ્યતીત કરવાનો નીશ્ચય કરી એક બાંક ઉપર લંબાવ્યું પરંતુ તે વખતે નીંદ્રા દેવી તેના પર ગુસ્સે હોવાથી ઉંઘ આવી નહીં કેટલીક વખત ટ્રેન આવતી ત્યારે બેઠો થતો અને પાછી જતી ત્યારે સુઇ જતો. આવી સ્થીતિમાં રાત્રી પસાર કરી, સવારે ચારેક વાગ્યાને અમલે ત્યાંથી શહેર તરફ ચાલતો થયો. શહેરમાં જઇ એક હોટલમાં ચાહ પીધી અને આમ તેમ ફરવા માંડયું કેટલોક વખત ફર્યા પછી બજાર ખુલ્યું, તે યુવકે એક કાપડીઆની દુકાને જઇ થોડોએક લાનકલાક લીધો અને ત્યાંથી પીરકાંઠીના લતામાં આવેલી એક દરજીની દુકાને જઇ કફની સીવડાવી, અને રેવાજીને કીનારે જઇ સ્નાન કરી પોતાના કપડાં એક ગરીબ બ્રાહ્મણને આપી પોતે કફની ધારણ કરી ત્યાંથી આગલ ચાલ્યો, થોડેક ગયા પછી કેટલીક વારે કાંઇક વિચાર આવતા પાછો ફર્યો અને નદી કીનારે આવી ઉભો.

પ્રીય વાંચનાર ! કુદરતનો બહાર સૃષ્ટીની સુંદરતા, પુષ્પનો પરાગ, મધની મીઠાશ અને પ્રેમની મજા પવિત્ર પ્રેમી જનોજ ભોગવી જાણે છે.

અહો ! પ્રેમ, પ્રેમ, તારો અજબ રંગ છે, નદીના પ્રવાહને ગમે ત્યાં વાંકી ચુકી નહેર કરી ખેંચી જાઓ. પરંતુ અંતે સરીતા સાગરને મળે છે તે શાને માટે ? એક પ્રેમને માટે. કમળ ગમે તે જળાશયમાં હજારો ગાઉને અંતરે હશે તો પણ મધુકર તેને શોધી કહાડી પંકજ પરાગ પ્રાપ્ત કરે છે તે સેને ખાતર ? એક પ્રેમને.

# પ્રકરણું ૩ જું.

---

## પીતાપર પત્ર.

સુર્ય દેવતા બાલ્યાવસ્થામાં પ્રકાશી રહયા હતા બ્રાહ્મણો નીત્યકર્મ કરી અર્ઘ આપી રહયા હતા, તે વખતે સુર્ય પુરમાં આવેલા નાણાવટનાં લત્તામાં એક વૃધ પુરૂષ ઓટલે બેસી દંતધાવન કરતા હતા. તેવામાં એક પોસ્ટમેને આવી એક પત્ર તેમના હાથમાં આપ્યો.

ગઇ રાત્રે મનહરરાય ઘેર નહીં આવ્યાથી સર્વત્ર ઉદાસી ફેલાઇ રહી હતી. અને તેવામાં આવેલા પત્ર ઉપર મનહરરાયના હસ્તાક્ષર જોઇ એકદમ આતુરતાથી કવર ફોડી વાંચવા લાગ્યા તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

શીરછત્ર તીર્થરૂપ પીતાજી

શા૦ ગોરધનદાસ સામળદાસ.

( કવાલી )

પીતા મારા પ્રણામોઆ, સ્વીકારો સુતના છેલ્લા.
હવે હું નહી તમારો કે, તમે મોરા નથી માનો.
હતો હું જગતનો જ્યારે, જગત મારૂં હતું ત્યારે.
હવે તો મેં ઝુલાવ્યું લઇ. ખરેખર હાથ આ ખંજર.
શરૂ ધરી શોકની કફની, સરીત વેલી ગુહાઓમાં.
જીવુ—ઝુરૂ—મરૂં—મારી, મનોહર મોહીની માટે.
અરેરે પ્રેમના પડધા, અરેરે જ્ઞાનની નૌકા.
મદન મદ મંગલા ટળતા, નિરાસા આ રહી મારે.

પળે તો કેમ પળવા દઉં, ચઢયું કરે કેમ ઢળવા દઉં
નહી સત સ્નેહ સરવા દઉં, વનીતા નહી વીસરવા દઉં.
ધર્યો તો જન્મ એ માટે, હનો આ પ્રાણ એ સાટે.
ફરજ બસ એજ માની, છવનની આ જરૂર છેલ્લી.
પતંગો દીવડે બળતાં, અમીથી ઉચ્ચ રસ માને
પ્રીયા ગઇ તો પછી પ્યારી, જગત જંજાળ કયમ લાગે.
ફળ્યે આશા ફરીશ પાછો, નહી તો આજ આખરની.
સલામી સ્નેહી કુદરતને, અને પ્યારા ગીના તમને.

લી૦ મનહર યોગી.

ઉપર પ્રમાણે પત્ર વાચીને ઘોરધનદાસ એક દીર્ઘ નીશ્વાસ નાંખી બે ભાન થઇ ગયા. પત્ર પત્રને ઠેકાણે રહયો, ને ડાકટરોની ધમાલ શરૂ થઇ.

પ્રીય પાઠક તે દીવસે બીજો કાઇ જાણવા જેગ બનાવ ન બનવાથી. આપણે અહીયા રહેવું ગેરવ્યાજબી ગણાય. કારણ કે, મનહરરાયને યોગી વેસે ભગુપુરમાં રખાતો મુકી આપણે અહી આવ્યા છીએ, માટે ચાલો તેની સાથે મળી જઇ આગળ પ્રયાસ શરૂ કરીએ.

---

## પ્રકરણ ૪ થું.

## પ્રેમ ઘેલો પંથી.

---

(સવૈયા)

જાદુઇ જાળ ઇશ્કની જબરી, માન મરદાઇ મુકાવે છે.
અમૃતને અળગું ઠેલાવી, ઝેરની માંહી ઝુકાવે છે.

કાળજડામાં ભોકી કટારી, ભવનું ભાન ભુલાવે છે.
છતી આંખપર પડદા પાડી, અંધારે અથડાવે છે.

મધ્યાન કાળ હોવાથી તાપ સખત પડતો હતો, છતાં પણ નદી કીનારે આવતી પાણીની છોળોથી, પવન મંદમંદ વાતો હોવાથી, મુસાફરોને ગરમી ખમવી પડતી નહોતી તે વખતે એક યુવક નર્મદા (રેવાજીને) કીનારે ઉભો ઉભો કાંઇ વિચાર કરતો હતો એકાએક તે યુવકે પોતે પહેરેલી કફની કહાડી નદીમાં ઝંપલાવવા માંડયું પરંતુ તેવામાં કાંઇ નવીન વીચાર આવતાં તે યુવક અટકીને ઉભો રહયો. આ વખતે નદીનો દેખાવ અતી ભયંકર હોવા છતાં પણ આ યુવકને એવું કશું લાગતું નહોતું અત્યારે કોઇ પણ પશુપંખી તે યુવકની નજર આગળ નહોવાથી તે યુવકે પોતાના મનના ઉદગારો કહાડવા માંડયા.

શું હું આ નદીમાં ઝંપલાવુ ? પણ જો હું તેમ કરીશ તો મ્હારા પેલા પ્રેમી રત્નની શી ગત થશે? તે બીચારી નાજુક સુંદરી મ્હારા વગર શું કરશે ? તેનો મારા ઉપર કેટલો બધો પ્રેમ ? કેવો પવીત્ર પ્રેમ? કેટલો સજ્જડ પ્રેમ ? ત્યારે એ પ્રેમ અને સંસારના અનેક વૈભવો મૂકી દઇ હું પોતાનો જીવ કેમ જોખમમાં નાખું ? કેમ જાણ્યું કે અહીથી આ દેહ છોડી દીધી એટલે આગળ લાડવો મલશે લોકો કહે છે કે "નસીબ બે ડગલા આગળનું આગળ રહે છે" ત્યારે વિના કારણ શામાટે જીવ ગુમાવવો ? જીવ તો ગુમાવવો નહિજ આ પ્રમાણે નીશ્ચય કરી તે યુવકે પોતે ઉતારેલી કફની પાછી પહેરી લીધી.

આ વખતે તે બીચારો યુવક ભુખના દુઃખની વીટંબણાથી બાહાવરો બની ગયો હતો અધુરામાં પુરૂ આગલે દીવસે બપોરે દીલગીરીના સબબે બરાબર જમાયેલું ન હોવાથી પેટ તદન ચોંટી ગયું હતું તે યુવકને એકતો ભુખના દુઃખે અને બીજું મંગળાના પ્રેમે ગાંડા જેવો બનાવી દીધેલો હોવાથી તે યુવક પ્રેમને તીરસ્કાર આપી બડબડવા લાગ્યો—

અહો પ્રેમ ! મનુષ્યને ઘાયલ કરનાર પ્રેમ, ! જીવતાંને ચી-તા રૂપી ચી-તામાં બાળી મુકનાર પ્રેમ ! માણુસને દુનીયામાંથી ઉખેડી નાખનાર પ્રેમ ! તું કોણ છે ! માનવી છે ! દેવ છો કે રાક્ષસ છે ! ઓ દુષ્ટ પ્રેમ તને શું કહુ ? તુંજ મારી વહાલીનો વીયોગ કરાવનાર ? તુંજ મારા પ્રેમી રત્નને લુંટનાર? તુંજ મારૂ વહાલુ વતંન તજાવનાર ? તુંજ મને ભુખના દુઃખથી રીબાવનાર અને આ સ્થીતિમાં મને લાવી મુકનાર પણ તુંજ છે.

આવાને આવાં વીચારમાં ગોથા ખાતો તે યુવક ઉભો છે, તેવામાં એકાએક ચેકકર આવવાથી જમીન ઉપર બેભાન થઇને પડયો, અને શરીર સ્હેજ છોલાયું.

અહો ! પણ ઇશ્વરની લીલા અગમ્ય છે, તેનો પાર કોણ પામી શકે એમ છે. અનાથનું રક્ષણ કરનારો તે સર્વ વ્યાપક છે, છે અને છેજ.

વહાલા વાંચક ! આ યુવકને ઓળખી તો શકયો હશેજ. અને જો ન ઓળખ્યો હોય તો હવે ઓળખ કે તે આપણી નવલ કથાનો પરિચ્ચીત નાયક મનહરરાય પોતેજ હતો.

૩૮૯૦



આ સઘળી બીના બનતી હતી, તે જગ્યાથી થોડેક દુર એક વહાણુ ઉભેલું હતું. તે વહાણુનો નાવિક આ બધી હકીકત એકી નજરે જોતો હતો, અને મનહર યોગીના વેશમાં વિચાર કરતો હતો તે સાંભળતો હતો, એ વહાણુનો નાવિક ભક્ત હતો, અને ઇશ્વર ઉપર ભાવ સારો રાખતો હતો, અને સાધુ સંતને માનની નજરે જોવા વાળો હોવાથી તેને દયા આવી, અને વિચાર કરવા લાગ્યો કે આ કોઇ ગ્રહસ્થ પુરૂષ દેખાય છે. અને કોઇ આંતરીક દુઃખને લીધે સાધુ થએલો છે, તેમજ ભુખ લાગવાથી બેભાન થએલો છે. માટે લાવ, હું તેને ઉપાડી લાવી સાવધ કરૂં. પરંતુ કર્મસંજોગે મારૂં વહાણુ પણુ ઉપડવાનો સમય થયો છે. પણુ કાંઇ નહી હાલ તો તેને ઉંપાડી લાવી વહાણુમાં સુવાડું અને પાછળથી રસ્તામાં સાવધ કરી કાંઇક ખવાડીશ અને પછી તેની હકીગત જાણી વ્યાજબી રસ્તો બતાવીશ.

આમ વિચાર કરીને તે નાવીકે પોતાના વહાણુથી થોડેક છેટે પડેલા મનહરરાયને ઉપાડી લાવી પોતાના વહાણુમાં સુવાડયો અને તરતજ વહાણુ પુર્વ તરફ હંકાર્યું.

## પ્રકરણ ૫ મું.

### ચંડાળ ચોકડીનું પકડાવું.

પિતા શું કરોછો અરે આ જુલમ.
નથી માતને બી મારી રહેમ.

૧

દુઃખો કેમ એવા સહન હું કરૂં
નથી કાંઇ રસ્તો હવે શુ કરૂં.

દા૦ એ૦ તા૦

રાત અંધારી હતી, મધ્યરાતનો વખત હતો, તે વખતે એક કંગાળ મકાનના બારીબારણા બંધ હતા પરતુ બારીનો એક કાચ ભાંગેલો હોવાથી અંદરથી કોઇની વાતચીત કરવાના સાદ સંભળાતા હતાં. રાતના બારેક વાગ્યાનો અમલ હોવાથી રસ્તા ઉપર સઘળું ચુપચાપ હતું તે છતાં પેલી ગડબડ સાંભળનારૂં એક છુપુ માણસ પેલી કાચ ભાંગેલી બારીમાંથી ટીંગાઇને જોઇ રહ્યુ હતું પરતુ પેલા વાતચીત કરનારની બલારાતને પણ ખબર નહોતી કે તેમને કોઇ ધારી ધારીને જોઇ રહ્યું હતું પેલો છુપો માણસ કે જે પેલી બારી પાસે ઉભો ઉભો સઘળું જોતો તથા સાંભળતો હતો તેણે પગથી માથા સુધી કાળો પોશાક પેહેરી ઉપર કાળા રંગનો ઝભ્ભો ઓઢવાથી રાત્રિના અંધકારમા મળી ગયો હતો માથા ઉપર કોઇ અજબ બનાવટની ટોપી પહેરી કાળા રૂમાલની બુકાની બાંધવાથી ફક્ત તેની ચળકતી આંખો પ્રકાશી રહી હતી.

પ્રિય વાંચક તે વાતચીત કેટલાક વખતથી ચાલુ હોવાથી પહેલાં તે કાંઇ સમજી શકયો નહી, પરંતુ પાછળથી તેને કાને નીચેના શબ્દો પડયા.

* * *

બે શરમ નફ્ટ છોકરી, એકદમ ચુપ થા. પાપનું મુળ તો તું પોતેજ છે. તારી ગોરી ચામડી ઉપર જો તે લોભાયો ન હોત તો હમો આજે કેવા સુખમાં દિવસ કાઢતા હોત.

પુરૂષ—મંગળા આ વખત હું તારો છેલ્લો જવાબ લેવા માગું છુ. તું બધી રીતે ડાહી અને ડહાપણ વાળી છે તો તારી એ ગમે એવી ગંભીર ભુલ થઇ છે, તે હું માફ કરીશ, પણ તું એ મનહર ઉપરથી હાથ ઉઠાવ. યાદ રાખજે કે એ મનહરને પરણીને તું કદી પણ સુખી થવાની નથી. હું કાંઇ તારો દુશ્મન નથી કે, તને ખોટે રસ્તે દોરવું. અત્યારે જો તું મારૂં કહેવું નહીં માનશે તો યાદ રાખજે કે તેમાં એકએકના જાનનું જોખમ થશે.

મંગળા—હે પિતાજી, જરા શરમ પકડો ! અને ઓ ! બદદયાન તી માતા પાપનું મુળ હું નહી પણ તું પોતે છે. તેં મને નિરદોષને ફસાવી છે, અને જીવતાજીવત મારી ગરદનપર છરી મારી છે. મારા લગન સમારંભમાંથી મને બેભાન કરીઃઉપાડી મંગાવનારપણ તું પોતેજ છે. પણ યાદ રાખજે કે અંતે ચોરને પોટલે ધુળની ધુળજ રહે છે. તેંજ મારા માયાળુ પીતાને ભભેરીને આ કાવત્રામાં સામેલ કીધા છે. પરતુ એટલુ ચોકસ જાણજે કે, તારા કાઘેલા કર્મનો બદલો તને અહીયાજ મળશે. તેંજ મારૂં સદાનું નખ્ખોદ વાળ્યું છે. તમે બન્ને મળી અત્યારે મારૂં ખુન કરશો તોપણ હું બીજા વેરે લગ્ન કરવા કબુલ થઇશ નહીં.

આ સાંભળી પેલી બાઇ એકદમ ઉશ્કેરાઇ ગઇ, અને મંગળા ઉપર ધસી જઇ તેને ગરદનમાંથી પકડીને કેહેવા લાગી,બોલ કબુલ થાય છે કે નહીં, આ સાંભળી મંગળા એકદમ રડી પડી. અને કરગરી કેહેવા લાગી હે પુજય પિતાજી હજુ પણ મને એક દિવસ વિચાર કરવાની મુદત આપો. હું કાલે રાત્રે તમોને જવાબ આપીશ.

પ્રિય વાંચક વૃંદ! ઉપર વાતચીત કરનાર માણસોને તમે ઓળખ્યાં નો હશેજ કે તે દેવિદાસ અને રૂપાળી હતાં, આ બધી વાતચિત સાંભળી ડીટેકટીવે બીજે દિવસે પોલીસ કોર્ટ ખુલતાં પોલીસ ની મદદ લઇ તે લોકોને પકડવાનો વિચાર કીધો, અને ત્યાંથી પોતાને સ્થાનકે ગયો.

## પ્રકરણ ૬ હું.

### પત્ની મેળાપ.

મારા વહાલા વાચક બન્ધુ. ચોથા પ્રકરણમાં વાંચ્યા પ્રમાણે પેલા નાવીકે મનહરરાયને વહાણમાં સુવાડી પોતાનું વહાણ આગળ હંકાર્યું, થોડેક ગયું એટલે મનહરરાય સાવધ થયો અને આંખ ઉઘાડી જુવે છે, તો પોતે નદી વચ્ચે એક વહાણમાં સુતેલો માલમ પડયું. તેવુંજ ગભરાઇને પેલાનાવીકને પુછ્યું.

મનહરરાય—ભાઇ મને આ વહાણમાં કોણ લાવ્યું અને ક્યાં લઇ જાઓ છો?

નાવીક—મહારાજ તમો બે દીવસના ભુખ્યા છો, માટે મારી પાંસે જે કાંઇ ફળફળાદી છે, તેમાંથી થોડુંક ખાઓ પછી હું તમોને બધી હકીકત કહીશ.

આટલી વાતચીત થઇ પછી મનહરરાયે જમરૂખ તથા કેળાં વીગેરે જે કાંઇ ફળફળાદી નાવીક પાંસે હતું, તેમાંથી થોડુંક ખાઇ

ખાણી પી નીરાતે વાતચીત કરતાં બેઠાં તે વખતે નાવીકે નજરે જોએલી સરવે હકીકત કહી, અને મનહરરાયે પણ પોતા ઉપર વીતેલી આફત સવિસ્તર કહી સંભળાવી તે વખતે સમય સંધ્યા કાળનો થવા આવ્યો હતો, અને નદીમાં ભરતી આવવાની તૈયારી હોવાથી ધીમે ધીમે પાણી ચઢવા માંડયું અને વધતાં વધતાં પાણીનો જોસ એટલે સુધી વધ્યો કે પાણી વહાણમાં ભરાયુ અને વહાણ આમતેમ ડોલા ખાવા લાગ્યા તે વખતે મનહરરાય એકદમ ગભરાટમાં પડી જઇ બચાવનો રસ્તો શોધતો હતો તેવામાં એકાએક વહાણનો આંચકો લાગતાં મનહરરાય નદીમાં ગબડી પડયો અને પવન પુર્વ તરફનો હોવાથી તે તરફ તણાતો ચાલ્યો. મનહરરાય ભરતીના ઓટમાં તણાતો ચાલ્યો જાય છે, એવામાં દુરથી એક લાકડું પોતાની તરફ તણાતું આવતું દીઠું એટલે કંઇક બચવાની આશા ઉત્પન્ન થઇ, અને તે લાકડું પાંસે આવતા મનહરરાય તે લાકડું પકડી ઉપર ચઢી બેઠો. આખી રાત્રી આ પ્રમાણે દુઃખમાં વ્યતિત કરી બીજે દીવસે પ્રાતઃકાળે કીનારો નજરે પડયો ! એટલે મનહરરાયે હાથેથી હલેસાં મારી કીનારા તરફ જવા માંડયું. કીનારા પર જઇ જુવે છે તો કેટલાક લોકોને પિતૃ શ્રાધ્ધ કરતા જોયા, અને તપાસ કરતાં માલમ પડ્યું કે ચાંદોદ કલ્યાણીને કિનારે ઉભેલો હતો. શ્રાધ કરવા બેઠેલા લોકોમાંથી એક માણસ તેને ધારી ધારીને જોતાં વિચારવા લાગ્યો કે, સુરતથી શા૦ ગોરધનદાસ સામળદાસનો કાગળ છે કે અહીંથી મનહરરાય ગુમ થયા છે, તો આ માણસ કે જેણે યોગીનો વેષ લીધેલો છે, તે મનહર પોતે તો ન હોય! આમ કેટલોક વિચાર કરી નિર્ણય કીધો

કે, લાવ, બુમ પાડી જોઉં જો તે હશે તો તરત મને ઓળખશે. આમ વિચાર કરી બુમ પાડી. અજાણ્યા પ્રદેશમાં પોતાના નામની બુમ સાંભળી મનહરરાયે આમ તેમ જોવા માંડયુ કે તરતજ પોતાની નજર મીલ મેનેજર ઉપર પડી. પરસ્પર બન્નેની નજર એક થતાં મીલ મેનેજરે મનહરરાયને પોતા પાસે બેસાડયો, અને આમ કરી રહયા પછી ઉતારાપર જઇ ભોજન કરી ટ્રેઇન ઉપર જઇ અમદાવાદની ટીકીટ લઇ ઉપડી ગયા અમદાવાદમાં ગયા પછી મનહરરાય વેશ બદલી પોતાના મિત્રની મોટરમાં દરરોજ સાંજ સવાર ફરવા જવા લાગ્યો.

*

જે રાત્રે મંગળાએ પોતાના પીતાને બીજે દીવસે જવાબ દેવાનો વાયદો કીધો તે દીવસે સહવારે પોતે એક બારીમાં ઉભી ઉભી વિચાર કરે છે કે, હવે શું કરવું. જો હું બીજા વેરે લગ્ન કરવા તૈયાર થાઉ છું તો મારી આખી જીંદગી દુખમાં ગાળવી પડે છે, અને પ્રીત વિનાનુ પરણવું તે જીવતા સ્વામીએ રંડાવા બરોબર છે, અને તે પણ વૃધ્ધ પતીની સાથે લગ્ન કરવા તે જીવતા જીવત નર્કમાં પડવા બરાબર છે, માટે જો હું આજે જીવતી રહીશ તો રાત્રે પાછો મારા ઉપર જુલમ ગુજારશે માટે ચાલ જીવ અહીંથી પડી પ્રાણ કાઢી નાખું કે, દેખવું નહિ ને દાઝવું નહિ, આમ વિચાર કરી ઇશ્વર પ્રાર્થના કરવા લાગી.

હે પરમ કૃપાળુ પ્રભુ ! જો હું સુદ્ધ ભાવથી વર્તી હોઉ અને મેં મારૂં પતીવ્રત બરોબર સાચવ્યું હોય તો આવતા જન્મમાં મને એજ પતી મળજો આમ કહી બારીએથી ઝપલાઇ પડી.

અનાથનો નાથ અધર્મનો ધારણ ભકત ભીડ ભંજન પ્રભુ કોઇની અનીતિ સદા કાળ એકની એક રાખનોજ નથી.

જેવું મંગળાએ બારીમાંથી ઝંપલાવ્યું તેજ વખતે દુરથી એક મોટર ચાલી આવતી હતી અને તેમાં બે માણુસ બેઠેલા હતા, તેમાંથી એક યુવક કે, જે આગળ મોટર ચલાવતો હતો તેણે જોયુ, અને વિચાર કરવા લાગ્યો કે કોઇ દુ:ખી અબળા આપઘાત કરે છે, માટે તેને બચાવુ આમ વિચાર કરી પોતાની મોટર એકદમ જોરમાં ચલાવી પેલી દુ:ખી અબળા નીચે પડે ત્યાર પહેલાં ત્યાં પહોંચી જઇને પોતાના બે હાથ પહોળા કરી જેવી તે યુવતી નીચે પડી કે, તરતજ જેમ કોઇ એક રબરની દડી ઝીલી લે તેમ પેલા યુવકે એવી રીતે અધર ઝીલી લીધી કે, મોથી મો અને છાતીથી છાતી મળી ગઇ તેજ વખતે પેલા યુવકને માલમ પડયુ કે, આતો પોતે જેણે માટે ભટકે છે તે મંગળાગવરીજ છે, આથી પ્રેમી દંપતી એક બીજાને ચુંબન કરતાં ચાલ્યા એવામાં તે યુવકે મોટર જોસમાં દોડાવી અને સીધા સ્ટેશન ઉપર જઇ જે ટ્રેન પહેલી ઉપડની હતી તેમાંજ સુરતની ટીકીટ લઇ ચડી બેઠા.



## પ્રકરણ ૭ મું.

### છેવટનો આનંદ.

પ્રીય વાંચક વર્ગ ગયા પ્રકરણમાં વાંચી ગયા પ્રમાણે મંગળા ગવરીએ બારીએથી કુદકો માર્યા પછી એ વાત આખા શહેરમાં પવન રૂપે ફેલાઇ ગઇ અને ફત્તેહસીંગ રામસીંગ ડીટેકટીવને ખબર

પડતાં તુરતજ પોલીસની મદદ લઇ રૂપાળી તથા દેવીદાસને પકડી અને પહેરેજ કરી સુરત લઇ ગયો. પણ પાછળથી રૂપાળી તથા દેવીદાસે મનહરરાય સાથે લગન કરવાની કબુલાત આપ્યાની ગોરધનદાસે કલેક્ટર સાહેબને બલામણ કરી તેમને છોડવ્યા અને કેમ માંડી વાળ્યો. ને પોતાની સામેના એક ખલી મકાનમાં તેમને રાખ્યા.

ઉપર જણાવેલા બે મકાન બરાબર સામસામે હતા અને એની વચ્ચે એક મોટો મંડપ રચી દીધો હતો ને એ મંડપ હાંડી, ઝુમ્મરો, આરસા, ખુરસીઓ, સોફાઓ, અને બીજા સુસોભીત ફુલોના કુંડા વીગેરેથી સણગારવામાં આવ્યો હતો, આ મંડપની સોભા ઘણીજ સુસોભીત હતી જેથી માહ પણ માણસની નજરે પડતા તરતજ માલમ પડતુ હતું કે તે જગ્યાએ કાંઇ પણ લગ્ન પ્રસંગ હોવોજ જોઇએ. આ પ્રસંગે ગોરધનદાસે મોટી ધામધુમથી મનહરરાયના લગ્ન કરી પાંચ સાત ફરતા ફરતી જમણો કરી અને ન્યાતમા લહાણાં કર્યા. મનહરરાયે પણ પોતાના સર્વે મીત્રોને મંજળાની આપી અને લડીલ ઇનામો આપી ખુશ કર્યા.

મનહરરાયને લગ્ન કર્યાને વરસ એક થયુ ને મંગળાને સીમંત આવ્યુ મંગળાગવરીએ એક પુત્ર રત્નને જન્મ આપ્યો. અને તે સુભાગી સ્ત્રી પુરુષ આનંદમાં દીવસ વીસરજન કરવા લાગ્યા.

પ્રીય વાંચક હમારા પરમસનેહી મીત્ર નગીનદાસ હરકીશનદાસ વાંકાવાળા તરફથી બીજો ભાગ બહાર પડવાની ફરમાસ થવાથી હમારો આ બીજો ભાગ આપ વાંચકોની સમક્ષ સુધી હમો રજુ કરશું.

